શ્રીગણેશાય નમઃ

# માલતી માધવ.

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ માટે.


રચનાર

કવિ ચિત્રકાર

ફુલચંદ ઝવેરચંદ શાહ.—નડિયાદ.



પ્રકાશકઃ—

પ્યારેલાલ વિઠ્ઠલરાય મેહેતા,

શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ' ના માલેક.

હાલ મુકામ-મુંબઈ કાવસજીપટેલના તલાવ પાસે

આવૃત્તિ ૭ સાતમી પ્રત ૩૦૦૦.

[વિક્રમાર્ક ૧૯૭૩] [ઈ. સ. ૧૯૧૭.

મૂલ્ય બે આના.

આ ઓપેરા મુંબઈ ' ઇંદુપ્રકાશ પ્રેસમાં ' રા. રા. દામોદર
સાંવળારામ યંદે એમને પ્રકાશકને માટે છાપ્યા.
તા. ૨૪-૧૦-૧૭.

॥ सत्यं परं धिमही ॥

मूकं करोति वाचालं पंगु लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

આ પણ જગવિખ્યાત મહા પ્રકરણ કવિ भवभूति તણું
ब्रह्मनिष्ट माणि એ ભાષાંતર કીધેલું તાદૃશ ઘણું
અવતારી અવતાર એક શૃંગાર પ્રેમ ઉરમાંહિ ભરે
चित्रकार તે નાટક રૂપે શિષ્ટ જનો સન્મુખ ધરે



# માલતી માધવ નાટકનાં પાત્રો.

—o:o—

માધવ—દેવરાતનો પુત્ર, માલતીનો થનાર પતિ.

મકરંદ—માધવનો મિત્ર, અને મદયન્તિકાનો થનાર પતિ.

કલહંસક—માધવનો અનુચર.

માલતી—ભૂરિવસુની પુત્રી અને માધવની થનાર પત્ની.

કામંદકી—બૌદ્ધમતની વૃદ્ધ પરિવ્રાજીકા.

લવંગિકા—માલતીની સખી.

મદયન્તિકા—માલતીની સખી, મકરંદની પ્રિયા અને નંદનની બેહેન.

અવલોકિતા }
બુદ્ધરક્ષિતા } કામંદકીની શિષ્યાઓ.

મંદારિકા—બૌદ્ધ મઠમાની દાસી.

સૌદામિની—કામંદકિની શિષ્યા તથા માલતીને ઉગારનાર.

કપાલકુંડલા—અઘોરઘંટની શિષ્યા અને માલતીને હરી જનાર.

અઘોરઘંટ—કપાલિક, માલતીને મારી નાખવાનો પ્રયત્ન કરનાર.

ભૂરિવસુ—માલતીનો પિતા, પદ્મપુરના રાજાનો મંત્રી.

ભદ્રા—એની સ્ત્રી, માલતીની માતા.

નંદન—પદ્મપુરના રાજાનો નર્મ સચીવ, મદયન્તિકાનો ભાઇ, માલતીને પરણવાની ઇચ્છા રાખનાર.

રાજા—પદ્મપુરનો.

યોદ્ધા, પ્રતિહાર વગેરે

શ્રીગણેશાય નમઃ

# માલતી-માધવ

## નાટકની પ્રવેશવાર ટૂંક હકીકત.

---

### મંગળાચરણ—વસ્તુસૂચન.

### અંક ૧ લો.

પ્રવેશ ૧—પદ્મપુરના પ્રધાન ભૂરિવસુની પુત્રી માલતીનું હાથણી ઉપર આરૂઢ થઇ પોતાની સહચરીઓ સાથે કામદેવના પુજનાર્થે આગમન-ન્યાય શાસ્ત્રના અભ્યાસ માટે પદ્મપુરનાં આશ્રમસ્થાનમાં આવી રહેલા કુંડીનપુરના પ્રધાન દેવરાતના પુત્ર માધવનું નિત્યનિયમ પ્રમાણે મદનોદ્યાનમાં પુષ્પો વીણવા માટે આવવું થતાં બન્નેનો ચક્ષુરાગ જોઇ સખીઓનો વ્યંગવિનોદ-નાયક નાયકાનું પ્રથમ દર્શન-વિયોગ-પાછળ રહેલી માલતીની સખી લવંગિકા સાથે પ્રેમની નિશાની તરીકે બોરસળીના પુષ્પની માળા માલતીને પહોંચાડવી.

પ્રવેશ ૨—આશ્રમસ્થાનમાં ભજનકીર્તન-માલતીના રૂપથી ઘેલા બનેલા રાજાના નર્મસચીવ નંદનની ઇચ્છા-આશ્રમની વૃદ્ધ પરિવ્રાજિકા કામંદકીની માધવ તથા માલતીના પાણીગ્રહણની ચિંતા-માલતીને પરણવાને માટે ફાંફાં મારતા વૃદ્ધ નંદનના દુષ્ટ વિચારો.

**પ્રવેશ ૩**—વિહારવાટિકાના એકાંત ભાગમાં માલતીના વિરહથી દુઃખી થતા માધવને મકરંદનો મેળાપ-માલતીએ કાઢેલા માધવના ચિત્રનું માધવના અનુચર કલહંસકદ્વારા દર્શન-તેજ ચિત્રપાટીમાં માલતીનું ચિત્ર કાઢવાની મકરંદની સુચના-કલહંસકને મંદારિકાનો નંદનતા દુષ્ટ વિચારો સંબંધી વાર્તાવિનોદ.

**પ્રવેશ ૪**—પ્રધાનના ભુવનમાં માલતી તથા તેની સખીઓનો આનંદોત્સવ. માધવે મોકલાવેલી બકુલાવલિને વધાવી લેતાં તથા માધવના ચિત્ર સાથે પોતાનું ચિત્ર જોતાં પ્રેમઘેલી થએલી માલતીનો માનસિક વિહાર.

**પ્રવેશ ૫**—માલતીને પરણવા માટે તત્પર થઇ રહેલા વૃદ્ધ સચીવ નંદનનો જુવાન બનવાનો પ્રયત્ન-માધવના અનુચર કલહંસકની ચતુરાઇથી કપટીનું મ્હોં કાળું થવું-નંદનવરને નિરખવા આવલી નગરનારીઓનો સંસારચિતાર.

**પ્રવેશ ૬**—ચંડિકાના ભોગ માટે કુમારિકાની શોધમાં ફરતાં કાપાલિક અઘોરઘંટ તથા તેની શિષ્યા કપાલકુંડલાની માલતીને ઉપાડી લાવવાની યોજના-જનસમાજપર પરોપકાર કરનારી સિદ્ધિવાળી સોદામિનીનો દુષ્ટ કર્મ કરી કેવળ સ્વાર્થને માટે સિદ્ધિ પ્રાપ્ત કરનાર કપાલકુંડલા સાથે સંવાદ.

**પ્રવેશ ૭**—શંકરના મંદિર પાસેના કુસુમોદ્યાનમાં પુષ્પ વિણવા માટે આવેલી માલતીનો માધવને પુનઃ મેળાપ-વાઘની બુમ થતાં ત્રાસથી નાસાનાસ કરતી માલતીની સખીઓને ધીરજ આપતા મકરંદનું મદયંતિકાને બચાવવું-આ તકનો લાભ લઇ અઘોરઘંટનું એકદમ આવી માલતીને ઉપાડી આકાશમાર્ગે ચાલ્યા જવું.

ટેબ્લો.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧**—માલતીના વિરહથી વ્યાકુળ થયેલા માધવનું સ્મશાનમાં ભૂત-પ્રેતાદિને પ્રસન્ન કરવા માટે ભટકવું-ચંડિકાના ભોગ માટે અઘોરઘંટે ઉદ્યાનમાંથી ઉપાડી આણેલી માલતીનો રૂદનાલાપ સાંભળી માધવનું તે તરફ જવું.

**પ્રવેશ ૨**—ચામુંડાના મંદિરમાં માલતીનો ભોગ આપવાની તૈયારી—માધવનું એકાએક આવી પહોંચવું. અઘોરઘંટને મારી માલતીનું રક્ષણ કરવું સ્ત્રીહત્યાના ભયથી કપાલકુંડલાને જીવિતદાન-મૃત્યુના મુખમાંથી બચેલી માલતી તથા પ્રિયાના વિરહથી વ્યાકુળ બનેલા માધવના હૃદયની વિચિત્ર દશા !

**પ્રવેશ ૩**—માલતીની માતા ભદ્રાની ભૂરિવસુને પુત્રીના હિત માટે પ્રાર્થના કાપાલિકના હાથમાંથી માધવે છોડાવેલી માલતીને લઇ કામંદકીનું આવવું- વૃદ્ધ નંદનની સાથે પોતાનું પાણીગ્રહણ થવાના સમાચાર સાંભળી માલતીનું આક્રંદ.

**પ્રવેશ ૪**—માલતીનું નંદનની સાથે પાણિગ્રહણ થતાં પહેલાં માધવનો મેળાપ કરાવી નંદનની યોજનાને નિષ્ફળ કરવાનો કામંદકીનો સંકેત—કલહંસક અને મંદારિકાની દૃઢતા.

**પ્રવેશ ૫**—નગરદેવિના મંદિરમાં સંકેત પ્રમાણે ગુપ્ત રીતે સંતાયેલા માધવ મકરંદનું આગમન—માધવને પરણવાની દૃઢ પ્રતિજ્ઞાવાળી માલતીનું મરવા તૈયાર થવું—માલતીના હૃદયનો શુદ્ધ પ્રેમ જાણી માધવનું પ્રગટ થવું.-બન્નેના ગાંધર્વ લગ્ન -માલતીને બદલે મકરંદે સ્ત્રીનાં લુગડાં પહેરી નંદનની સાથે પરણવા જવું.

**પ્રવેશ ૬** નંદનના ઘરમાં માલતી રૂપે મકરંદ-નવી વહુનાં રિસામણાં મનામણાં-રીસાયલાં ભાભીને મનાવવા મદયંતિકાનું આવવું-માલતીને બદલે મકરંદને જોતાં પ્રેમવશ થઇ ત્યાંથી ચાલી નીકળવું.

**પ્રવેશ ૭**—મંદારિકા તથા કલહંસકના લગ્ન સંબંધીના કોલકરાર-મકરંદ તથા મદયંતિકાનો મેળાપ થતાં કરારનો અંત-મદયંતિકાનું હરણ કરી નાશી જનાર મકરંદને પકડવા માટે સિપાઇઓનું તુટી પડવું-મદયંતિકાને કલહંસક સાથે આશ્રમમાં મોકલી પોતે યુદ્ધમાં ઝંપલાવવું.

**પ્રવેશ ૮**—માધવના નિવાસસ્થાનમાં માલતી-પતિપત્ની તથા સખીઓની માર્મિક ગોષ્ટી-મકરંદના યુદ્ધમાં ચઢયાના સમાચાર કલહંસકદ્વારા સાંભળી માધવનું મકરંદની વ્હારે જવું-ગુરૂ અઘોરઘંટના વધનું વેર લેવા માટે પાછળ પડેલી કપાલકુંડલાનું એકાએક આવી માલતીને આકાશમાર્ગે ઉપાડી જવું-નિરપરાધી જીવોનું રક્ષણ કરવાવાળી સિધ્ધેશ્વરી સૌદામિનીનું એકદમ પ્રગટ થઇ માલતીને નીચે ઉતારવું તથા કપાલકુંટલાને ઉપર અંતરિક્ષમાં ભ્રમણ કરાવવું.

ટબ્લો.



# અંક ૩ જો.

**પ્રવેશ ૧**—માધવ તથા મકરંદને યુદ્ધમાંથી પાછા ફરવાની રાહ જોતાં કલહસંકને માલતીને શોધવા નીકળેલી સખીઓનો મેળાપ–માધવ મકરંદનું આગમન થતાં માલતીના ખેદજનક સમાચાર સાંભળી બંનેનું પર્વત ઉપર જવું.

**પ્રવેશ ૨**—શ્રીપર્વતની તળેટીમાં વનદેવી તથા ભાગ્યદેવીની શક્તિનો માધવ ઉપર પ્રયોગ–માલતીને શોધવા જતાં માધવનું પાષાણમય બની જવું–મિત્રની વિપરીત દશા જોઇ મકરંદનું પર્વત ઉપરથી નીચે નદીમાં પડી આત્મઘાત કરવા તૈયાર થવું–નદીના જળમાંથી સૌદામિનીનું પ્રાગટ્ય–મકરંદનો અલૌકિક રીતે બચાવ

**પ્રવેશ ૩**—રાજાના દિવાનખાનામાં નાસીપાસ થયેલા નંદનનાં રોદણાં-લગ્નમાં વિઘ્ન આવવાથી ચિંતાગ્રસ્ત થયેલા માલતીના પિતા ભૂરિવસુનું સાંત્વન–સૌદામિનીદ્વારા ભૂરિવસુ તથા દેવરાતે પૂર્વે કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ–માલતી-માધવનાં લગ્ન માટે ભૂરિવસુ તથા રાજાનો અનુમતિ પત્ર.

**પ્રવેશ ૪**—આશ્રમસ્થાનમાં મકરંદ તથા માધવની ચિંતા કરતાં મદયંતિકા તથા માલતીની સખીઓ વગેરેનો પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય થતાં મકરંદનું આવી પહોંચવું–માધવના પાષાણમય બની ગયાના સમાચાર નિવેદન થતાં કામંદકીની સલાહથી સર્વનું શ્રીપર્વત તરફ પ્રયાણ.

**પ્રવેશ ૫**—શ્રીપર્વતની ગુફા આગળ પાષાણમય થઇ ગયેલા

પાસે સ્વજનમંડળનું આગમન–માધવની સાથે મકરંદનું પણ પાષાણ-મય બની જવું–મદયંતિકાનો વિલાપ–પ્રેમને માટે પ્રાણની આહુતિ આપવાના નિશ્ચયથી સર્વનું શીખરપર ચઢવું—સૌદામિનીની સિદ્ધિના ચમત્કારવડે કરીને માલતીનો મેળાપ તથા માધવ મકરંદનું મૂળ સ્વરૂપને પામવું-દંપતિઓને હસ્તમેળાપ આનંદોત્સવ–પુર્ણાહુતિ.

ૐ શાંતિ શાંતિ શાંતિ

સમાપ્ત.

શ્રી ગણેશાયનમઃ

# માલતી-માધવ.

## નાટકનાં ગાયનો.

———०*०———

### મંગલાચરણ.

૧

સુત્રધાર બાળાઓ—શ્રી હરિ શ્રી બ્રિજબિહારી
મંગળ લલિત લીલા વીસ્તારી—શ્રી૦
નંદન નંદ આનંદ કંદ
કેશવ માધવ મુકુંદ મોરારી— શ્રી૦
પૂરણ પરિબ્રહ્મ રૂપ
અચળ અખંડાનંદ સ્વરૂપ— શ્રી૦
ચરિત્ર પવિત્ર અતિ અનૂપ
શ્રીધર ભુધર ગોવિંદ ગિરિધારી—શ્રી૦

૨

બાળાઓ—પ્રેમના જુદા જુદા છે પ્રકાર
પ્રેમમાં વસી રહી પ્રભુતા સાર— પ્રેમના૦
એક પ્રેમ સાચો શ્રી હરિ પ્રતિનો છે
માત તાત ભ્રાત મિત્ર સતી પતિનો છે

સાચો કહેવાય એજ પ્રેમ
ધરમ શુભ નેમ
જેથી તરી જવાય આ સંસાર—પ્રેમના૦

૩

બીજી—ગજગામિની ( ૨ )
ગજે ચઢીને આવે
ગજગામિની ગજે ચઢીને આવે
મંદ સુહાસિની શાણી સ્વભાવે
ભલા ભલા ભૂપોનાં—ભાન ભુલાવે ( ૩ ) રે
ગજે ચઢીને૦

યૌવન મદે ભરી મદઘેલી
પૂજન કરવાને અલબેલી
મેળવવા ઉત્તમ વર—જે મન ભાવે ( ૩ ) રે
ગજે ચઢીને૦

૪

સખીઓ- ચાલ ચાલઓ અલબેલી
વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી
તારા ઉરમાં આનંદની હેલી
મળ્યાં હવે ભેગાં ચંપો ને ચંબેલી— ચાલ૦

માલતી—મારા પગનાં ઝાંઝરની ખીલી
વારે વારે પડતી ઢીલી

**સખીઓ**—ખીલી જેવી ઢીલી એવી તુએ છું હઠીલી
હવે ચાલ
**માલતી**—આવીએ છીએ— ચાલ૦

૫

**માધવ**— લ્યો સુંદરી સુમનની માળા
જઇ કહેજો પ્રણામ હમારા
**લવંગિકા**—માળા નહિ પણ વરમાળા
સુંદિર વર એ શરમાળા
**માધવ**— મુખદર્શનથી મન ચોરી ( ૨ )
ચિત હરી ગઇ બાલ ચકોરી
**લવંગિકા**—તમે કિશોર એ નવલકિશોરી
મટકે મોહ્યા મટકાળા—લ્યો સુંદરી૦

૬

**સાધુડીઓ**—પ્રભુને ભજે તે જન શાણારે
બીજા જણુ જાણ્યા જગમાં કહેવાણા જડ પ્હાણા
પિંડ માંહી જેવું તેવું બ્રહ્માંડે ભાળેરે
ધર્મ પોતાનો સદા સમજીને પાળેરે
જે ટાળે માયાના તાણા વાણારે— બીજા-

૭

**સર્વે**— છે નશીબતણી ગતિ ન્યારી
મનુષ્ય ત્યાં શું કરશે શું કરશે

કરમે લખીયું તે નહીં ટળશે.
જે જેનું તે તેને મળશે— છે નશીબ૦

કામંદકિ— પ્રીતિ વિના તન લગન તે જાણો અગન સમાન
ભીતિ વિના મન લગન તે કરે સદા કલ્યાણ

સર્વે— માધવને રતિ માલતી મળશે
સરિતા જઇ સાગરમાં ભળશે૦— છે નશીબ૦

૮

કલહંસક તથા મંદારિકા } કરો કરોડ ઉપાય ( ૨ )
પણ જાતિ સ્વભાવ ન જાય
કપુર અને કસ્તુરી કેરા ઢગલા માંહી દટાય
તો પણ દુર્ગંધી ડુંગળીની ગંધ સુગંધ ન
થાય-થાય........કરો૦

કાગ પડયો સોનાને પાંજર
વિધવિધ મેવા ખાય
તોપણ જાતિસ્વભાવે મૂરખ નર્કજોઇ લલચાય
ન્હાય—કરો૦

૯

સખીઓ— રૂડી શોભા અપાર ( ૨ )
એની જુઓ શ્રી ઋતુરાજની
વસંતલીલા વીહારી વ્રજરાજની
રસઘેલી રાતિ રાધિકા રસભોગી રસરાજ રૂડી૦
પ્રેમ રતિરસ રેલતાં મદનરાજ મહારાજ

જોતી જોતી ઉભી વ્રજકુંજરે
વાટ સુંદિર શ્યામની
રોતી રોતી રસીકા અલિ ગુંજરે
કામણગારી કામિની
નયન થાકયાં નિહાળી પંથ દુર-દુર
તોય નાવ્યા મહારાજ ( ૨ ) એની૦
માધવને મળવાતણી રહી ન આશ ઉંર
એવે વાગી સૂરભરી મનહર મુરલિ મધુર--રૂડી૦

૧૦

**સખીઓ**--કહે સખી અબોલ રહી શા સારૂ ( ૨ )
મુખ મનોભાવ જણાવે તારૂં-- કહે૦
ચુક નથી જરી ચતુર તણી પણ
ચતુરા-એ ચુક તારી ( ૩ )
કામ કમાન ચઢાવી
કામણ કીધું કામણગારી
મનધ્યાન ધરે તું શાનું
નહીં રહે હવે રાખ્યું છાનું
**માલતી**--વારૂ વારૂ
**સખીઓ**--વારૂ વારૂ કહી વાત ઉડાવે
નથી અજાણ્યું અમારૂં-- કહે૦

૧૧

સખીઓ—રંગીલી રંગ રેલે રંગીલાની સંગે
રંગીલી ખેલ ખેલે ખેલાવે ઉમંગે રંગીલી૦
છૂટી છૂટી નીવીતણી ગાંઠ જે બાંધેલી
જો વછૂટી હાથતણી જોડ થઇ ઢીલી
મચાવ્યો—મહાજંગ શો અનંગે—( ૩ ) રંગીલી૦
રક્ત પ્રવાલસમ હોઠ કેવા હાલે
ચુંબન આલિંગને રોમાંચ થયાં ગાલે
નેત્ર અર્ધાં મીંચેલાં
મુગ્ધભાવે ભરેલાં
ભીની સ્વેદે જણાય સર્વ અંગે
એ ભીની ભીની સ્વેદે જણાય સર્વ અંગે—રંગીલી૦

૧૨

મંદારિકા—જુવો આ વર સુંદિર કેવોરે
જાણે વનના વાનર જેવોરે
રૂપ વરનું છે કેવું રૂપાળુંરે
હાથ કાળા ને મોઢું કાળુંરે
કુલહંસક—માથે ધોળા છે કેશ લગાડીને મેશ
આ વેશ ભજવ્યો કેવોરે
નંદન— નથી વહુને તે જોયા જેવોરે

૧૩

**નવી—** નાનકડી નાજુક નાર
હું બહુ નાનકડી-બહુ નાનકડી-બહુ નાનકડી
મારા લાલાની છું લાડકડી ( ૨ ) હું લાડકડી ( ૩ )
આંખ તણે મટકે પટકું છું લાલને

**મંદારિકા—** નાની શું સમજે વ્હાલાના વ્હાલને

**નવી—** હું તો બધુંએ સમજું છું

**મંદારિકા—** જાણી ભોળો ભરથાર તું બહુ માથે ચઢી (૩) નાનકડી૦

૧૪

**સૌદામિની—** સિદ્ધિનું સાધન ધન સઘળું જાણો પરઉપકાર
પાપે પેટ ભરે તે જીવના જીવતરને ધીક્કાર

**કપાલકુંડલા—** સિદ્ધિનું સાધન ધન સઘળું નિજ સ્વારથ મોઝાર
જે સ્વાર્થ ન સાધે તેના જીવતરને ધિક્કાર

**સૌદામિની—** ચંદ્ર; સુરજ, નભમંડળ તારા, પવન પહાડ વળી સમુંદર
..................ખારા
વૃક્ષો પણ ફળ આપી જનપર કરતાં પર ઉપકાર— પાપે૦

**કપાલકુંડલા—** સૌ સ્વારથ પોતાનો સાધે, એમાં પાપ જરા નવ વાધે
પ્રપંચવિણ માનવકેરા, નવ પડે કયાંઇ પોબાર—જે સ્વાર૦

**સૌદામિની—** વરસી મેઘ ધરે જળધારા, ધરતી ધાન પકાવે સારાં
પુન્યવાન જન પ્રાણ જતાં પણ કરતા પરઉપકાર—પાપે૦

૧૫

સખીઓ— સખી સૌ ચાલોરે

ફુલડાંથી ભરીએ ફુલ છાબ
મધુર મધુર શું મોગરો મ્હેકે
માલતી વાસ સુવાસ શી હેકે
વાસ પરસ્પર બ્હેકે— સખી૦

કલિ ઉપર અલી જો ભમે લેવા પુષ્પપરાગ
પણ પવને પરવશ કલિ અલિ ન પામે લાગ
ફુલે રૂડી ફુલ છાબ ભરીશું
માળ બનાવીશું કંઠે ધરીશું
ફુલનાં મૂલ કરીશું— સખી૦

૩૬

સખીઓ— હારે ખીલી ખીલી રૂડી ફુલવાડી
ફુલે ભરપુર છે ( ૩ )

માલતી— મન મારૂં મોહનને મળવા આતુર છે

સખીઓ— કુમારી તારૂં કેવું અજબ પ્રેમનુર છે— હારે૦

મકરંદ— ચીત હરનારી ચતુરા ચતુર છે

માધવ— મધુરીની વાણી અહો કેવી મધુર છે

સખીઓ— ..........................................હારે૦

૧૭

માલતી— કહો મારા નયન સલુણા શ્યામ
તમને શું કહીને બોલાવું ( ૨ )
અનુપમ છો ઉપમા શી આપું
દેવ હૃદયમંદિરમાં સ્થાપું
અંતરના આરામ— તમને૦

૧૮

માધવ— બતાવો કોઇ પ્રેમતણી પ્રતિમા
મનોહારી રમણી રસીલી રમા—
પ્રેમ ભીની જે પ્રીતિ ઉરપુરી
મુગ્ધાક્ષિ કેરી વાણી મધુરી
પ્રાણેશ્વરી પ્રિયતમા—
કરી પરી મોતન કેરી માળા
કંઠે ધરી વ્હાલી બકુલ માળા
પ્રાણેશ્વરી પ્રિયતમા— બતાવો૦

૧૯

માલતી— હવે ક્યાં જાઉં જીવણ મારા

માધવ— વાહ બોલ મધુરા શા તારા

માલતી— ચિત્ત રહે ભમતું (૨)
જવું નથી ગમતું (૨)
રહી સેવીશ ચરણ સદા પ્યારા હવે૦

માધવ— કાલ મુખ કાપાલિક હાથે
મરતાં આજ ઉગારી
માલતી— જુવતિના જીવન મનમોહન ( ૨ )
મુજને કરો તમારી
તમે હોજી નયનતણા તારા— હવે૦

૨૦

ભદ્રા— દીકરી પણ દુઃખનું ઉંડુ મૂળરે
દુનિયામાં દીઠું— દીકરી૦
સાલે માબાપને-એ શુળરે ( ૩ ) દુનિયામાં૦
પુત્રતણી માતા બહુ સુભાગ્યવતી ગણાય
તેમ જનેતા પુત્રીની અતિ દુરભાગી જણાય
લોકો ઉચરે છે એ શું ભુલ ( ૩ ) રે— દુનિયામાં૦
હજો ભલે માબાપને કુંવર કુંવારા અનેક
પણ કોઇને ત્યાં નવ હશો કુંવરી કુંવારી એક
બેટા બેટીનું-જુદું મુલ ( ૩ ) રે— દુનિયામાં૦

૨૧

ભદ્રા— આવું દુહિતાનું અહિત કેમ થાય
દોહી ગાય દુધ શ્વાનને શું પવાય—
પાળી પોષીને ઉછેરી લાડકોડથી
થાશે દુઃખી બહુ દીકરી કજોડથી
ભૂરિવસુ— માટે શું બોલ મારો જાય ( ૨ )
ભદ્રા— દીવો લઇ શું કુવામાં પડાય ( ૨ )
કાગડાની કોટે માણેક ના બંધાય—

૨૨

**માલતી—** સૌને સૌ સૌની પડી
કાણુ પીડ પરાઇ જાણે
સગું વહાલું સ્વારથનું સર્વ
પોત પોતાનુ તાણે—
દીકરીની ગણુના પુરૂયા ઘટની ઠીકરી પરમાણે
દીકરા ઘરનું રાજય કરે ભલે દીકરી જાય મશાણે સૌ૦

૨૩

**માલતી—** સખી હવે શું થાશે શું થાશે
જીવું હું નાથ માધવની આશે— સખી૦
તજી મર્યાદ પિતા માતાની ઉત્તર કેમ અપાશે
વાતો સઘળી મુજ અંતરની અંતર માંહી સમાશે-સ૦
**લવંગિકા—**ભાગ્યવતિ તુજ ભાગ્ય મહિં જે લખ્યું હશે તે થાશે

**માલતી—** પરવશ દીકરી ગાય ગરીબડી ભાગ્ય દોરે ત્યાં જાશે— સખી૦

૨૪

**માધવ—** વિધિને વશ આખું જગત આ જણાય (૨)
ખાળ્યું ખળે ન કોથી થવાનુ તે થાય— વિધિ૦
પૂર્વ સંબંધે પલક એકનો પંખી મેળો ભરાય
ભાગ્યબળે થઇ ભેગાં સર્વે ઉડી ઉડી આવે જાય-- વિધિ૦

૨૫

મંદારિકા— સાચા ક્યાંઇ ન પાછા પડશે
જુઠા જન-જખ મારશે—(૩) સાચા૦
જુઠાણું જુઠાને નડશે
અંતે જુઠો હારશે·— જખ૦

કલહંસક— વિપરીત ચાલ જગતમાં ચાલે
પાપી અધર્મી સુખમાં મ્હાલે

મંદારિકા— ધર્મીને પ્હેલું દુઃખ સાલે
પણ પુઠળ-એ તારશે ( ૩ ) સાચા૦
સોનાને સઘળા કોઇ તાવે
કરી કસોટી ખુબ તપાવે
દુર્જનવિણ કીંમત સજ્જનની જગમાં કોણ વધારશે-જ

૨૬

માલતી મરણ પણ મોઘું થયું મોઘું મારે આજ
હું પારે આવી માગું મા રાખો મારી લાજ— મરણ૦

લવંગિકા—ડાહી દુઃખથી શીદ કંટાળે વ્યર્થ વિચાર કરી જીવ બાળે
ઓ શાણી થવાનુ તે થાય મોત વિના ના મરાય

માલતી-- શે જીવાય ! શે જીવાય ! શે જીવાય— મરણ૦

લવંગિકા— તન-મન કે ધનના દુઃખે કંઇ જણુ મરવા ચ્હાય
માગ્યા મોત મળે નહીં મોત વીના ન મરાય-હું— પારે૦

૨૭

નંદન — અરી ગોરી ઘુંઘટપટ ખોલો (૨)
જરા મુખડું હસાવી બોલો— અરે૦

મકરંદ— લે...લે...લે

નંદન— નવી તારો માર પણ લાગે મધુરો

મકરંદ— પાસે આવ પાપી હું કરૂં તને પુરો અરે૦
લે...લે...લે

૨૮

મદયંતિકા— હવે એ થઇ મારી ભોજાઇ લાડવાઇ
ભોજાઇ લાડવાઇ
થાય મારો ભાઇ એના બાપનો જમાઇ

લવંગિકા— જોયા જોયા તારા ભાઇ
કાઢી મજાની ભવાઇ

મદયંતિકા— બની નણદી હું નાની કરૂં એથી સવાઇ
ભાભી ? ઓ ભાભી ? ભાભી ?— હવે૦

૨૯

મદયંતિકા— ભાભી મારાં ડાહ્યાં ડમરાં
શા માટે રીસાઓ-તમે શા માટે રીસાઓ

મકરંદ— ઓ નાની નણદી આવો

મદયંતિકા-- આ કોણ ?

મકરંદ-- તારો પ્રાણ
હવે શા માટે શરમાઓ (૨)-- ઓ નાની૦

૩૦

મંદારિકા— ડાહ્યા ડાહ્યા દુનિઆના ડાહ્યા લોક
દોઢડાહ્યા પાણી પીને ઘર પુછે

કલહંસક— પાણી પીને ઘર પુછે
વળી હાથ દે છે મુંછે— ડાહ્યાં૦
હેતે પોતે નવ રીઝે
હિતનું કહેતામાં ખીઝે— ડાહ્યા૦

૩૧

મંદારિકા— હાંહાંરે મને ઠગી ઠગી મને ઠગી
ઠગારે મને ઠગી જાણીને ભોળી નાર

કલહંસક— ખોટાં બોલી શાને ખુવે છે બાર

મંદારિકા— આ છે ખોટો કરાર

કલહંસક— ખોટો ખોટો ?

મંદારિકા— હા ખોટો...મને ઠગી

મકરંદ— અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલકરાર
એ વિણુ કો દંપતિ તણો નવ સુધરે સંસાર—
આ છે ખોટો કરાર

૩૨

લવંગિકા— સજની સાચું સુખ ક્યાં છે સંસારમાં ?
માલતી— સુખ પ્રેમદાનું પ્રિતમના પ્યારમાં
લવંગિકા— ખાવા પકવાન રૂડા વસવા આવાસ જો
વ્હાલાના વ્હાલ વિના વ્હાલી ઉદાસ જો
ગાળે દિનરેન એ વિચારમાં
માલતી— સુખ પ્રેમદાનું પ્રિતમના પ્યારમાં— સજની૦
લવંગિકા— ભાગ્યવંતી બહુ ભોગવે મનમાન્યા સુખભોગ
માલતી— તૃપ્તિ તેથી ના વળે વિણ સુખકર પ્રયોગ- સજની૦

૩૩

લવંગિકા-સખી—અલી કોયલડી ટહુકા કરજે ( ૨ )
ટહુકી માધવનું મન હરજે ( ૨ )
છાની છાની વાતો કરજે
ગુણિયલના ગુણ ગાજે ગરજે
રીત કુલવતિની આચરજે
મનમાં બહુ મગન થઇ ફરજે—

૩૪

માધવ— બોલો બોલો બોલો મીઠા કંઇ
બોલ મીઠા મીઠા આજ સુણાવો
બોલ મીઠા મીઠા આજ સુણાવો
શાણી હવે શીદને તરસાવો- બોલો૦
લહાએ અનુપમ સુખનો લહાવો
અંતર પ્રેમની જ્યોતિ જગાવો— બોલો૦

છેડ નમેરાં આમ શું થાઓ
પ્રેમ સુધારસ પીઓ ને પાઓ— બોલો૦

૩૫

માલતી— સખી કેમ જાવા દઉં
કેમ જાવા દઉં ફુલમાળા એ ફુલમાળા
વાલમ બહુ લાગે વ્હાલા
માધવ— વાહ બોલ કેવા કાલા
લવંગિકા— ત્યારે આ શું ઢોંગ ઢાલા
માલતી— નવ થાવા દઉં દુર થાવા દઉં ફુલમાળા
એ ફુલમાળા-વાલમ બહુ લાગે વ્હાલા ( ૨ )

૩૬

માલતી— માળા જપુ છું તમ નામની રંગીલા છેલા
દાસી તમારી એ બદામની આવો અલબેલા
મોહનજી છો મદઘેલા
પુજુ હું તમને પ્હેલા
સેવા કરૂં હું સુંદિર શ્યામની, રંગીલા છેલા-માળા૦

૩૭

માધવ— ભાગ્યની અકળ કળા ન કળાય
દશાના રંગ નવા બદલાય—
ભાગ્યહીનને ભોજન મળતા
વમન કરાવે ગળતાં ગળતાં
અભાગીયાને અમૃત પાતાં
વિષતુલ્ય થઇ જાય— દશાના૦

૩૮

વનદેવીઓ— કરે શીદ વ્યર્થ અરે પોકાર
અમારી સત્તા અપરંપાર
કો જીવ આશ્રય કરી અમારો
નહીં ભુખે મરનાર
ફળ ફુલ પાન વડે પોષીને (૨)
જીવાડીએ જીવસાર— અમારી૦

ભાગ્યદેવી— મુજ કૃપાવિણ ભુખ્યા જીવને
નહીં ભોજન મળનાર
ખાધેલાં અન્ન જળ ઓકાવી (૨)
કઢાવું પાછાં બહાર
એક સૌથી મારો અધિકાર

વનદેવીઓ— નવીન વસ્તુ નિપજાવી કરીએ
નિત નિત પરઉપકાર
ધન સંપત મેળવતા જન સૌ (૨)
કરી વણજ વ્યાપાર— અમારી૦

ભાગ્યદેવી— મારી યારી વિણ વ્યાપારીના
વ્યર્થ વણજ વ્યાપાર
નિર્ધનને ધનવાન બનાવું (૨)
ઘર બેઠાં નિરધાર— એક૦

૩૯

માધવ-- વિયોગનું દુઃખ મહાવિધી ક્યાંથી જાણે
દુષ્ટ એ વિધિને જગત વ્યર્થ છો વખાણે— વિયોગ૦
કીધા પ્રયત્ન કોટી કામ એક ન આવ્યો
આ શો તમાશો અજબ ગજબ તેં બતાવ્યો
પોતે ઉમંગે સુખ પ્રિયાની સંગ માણે-- વિયોગ૦

૪૦

સૌદામિની-- અમે તમે જુદાં નથી
સૌ જણ્યાં માયા જનેતાનાં (૨)
કોણ પોતાનું કોણ પરાયું
સૌ બાળક એક પિતાનાં
સૌમાં આત્મારામ વસે છે
એ વિણ ઠામ ન એક દિસે છે
મારૂં તારૂં એ ભેદ નકામો
સૌ જણ્યાં માયા જનેતાનાં
સૌ બાલક એક પિતાનાં-- અમે૦
વિશ્વ કુટુંબ પરિવાર અમારે
વિશ્વ જીવન આધાર અમારે
અમે જગતનાં જગત અમારૂં
સૌ જણ્યાં માયા જનેતાનાં
સૌ બાળક એક પિતાનાં-- અમે૦

૪૧

મદયંતિકા-- હું નિરભાગી છું નિરભાગી
ભૂંડુ ભાગ્ય કઠિન છે મારૂં

મન નહીં સંસારી નહીં ત્યાગી
હું તો નાથનું નામ ઉચ્ચારૂં

સર્વે — નાથ નિરંજન રૂપ કહાવે
સતી ભક્તિ પતિની કરે ભાવે
વિપત તાપથી પ્રતાપ પ્રગટશે
શાણી થશે શુભ ત્હારૂં

મદયંતિકા— હું તો નાથનું નામ ઉચ્ચારૂં — હું નિરભાગી

૪૨

સર્વે— કોને ખબર છે કાલની
કહો ભાઇ કોને ખબર છે કાલની
કરો વાતો આકાશ અને પાતાલની
ચંચળ છે સુખદુઃખ સંસારે પલક પલકમાં ચલતાંજી
ભોભે પડીયાં નેત્ર તણાં જળ ઢાળ જોઇને ઢળતાં
તોએ કરતાં રતિમાં ભુલ વાલની—

૪૩

સર્વે— પ્રેમ એજ પ્રેમીનું કારણ
પ્રેમ રસાયણ પ્રેમીનું
પ્રેમ એજ પ્રેમીનું તારણ
વ્યર્થ જીવન છે વ્હેમીનું
ઉત્તમ પ્રેમ જગત્ ઉદ્ધારણ
મલિન વાસનાનું છે મારણ
પાપ ઓઘનું પ્રેમ નિવારણ
સરે કાર્ય શુભ નેમીનું—પ્રેમ૦

૪૪

સર્વે— પ્રેમીને વિયોગે શું સુખ રૂપ છે
પ્રાણ આહુતિ એ પ્રેમનું સ્વરૂપ છે
મદયંતિકા-માતંગો પ્રેમ માટે કીચડમાં કળે છે
પતંગો પ્રાણ આપી દિપકમાં બળે છે
સર્વે— પ્રેમતણાં ભિન્ન ભિન્ન રૂપ અનુપ છે— પ્રાણની૦
કામંદકિ— ડુબકી મારી જળ મહીં પહોંચે જઇ પાતાલ
પ્રેમ મોતિ એમ સાંપડે માથા સાટે માલ
મદયંતિકા-જે પ્રેમીજનનાં ઉર પ્રેમ ભરપુર છે
નામ તેના મુલક ( માં ) મશહુર છે
સર્વે— પ્રેમ તણાં ભિન્ન ભિન્ન રૂપ અનુપ છે— પ્રાણની૦

૪૫

સર્વે— આનંદ મંગલ વર્ત્યો આજે
સત્ય પ્રેમનો સાર લહ્યો
દંપતિમિત્રનો થયો સમાગમ
વિધિતણો શ્રમ સફળ થયો
કલેશ કુસંપ સૌ જજો ટળી સૌના
જન સમાજમાં સંપ હજો
માગ્યા મેહ વરસજો સઘળે
સૌ જીવનું કલ્યાણ થજો. આનંદ૦

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|
| માલતી માધવ ... ... ... | ૦-૨-૦ |
| માયા મોહિની ... ... ... | ૦-૨-૦ |
| સાગર-સરિતા ... ... ... | ૦-૨-૦ |
| પિતૃભક્ત પ્રભાકર ... ... ... | ૦-૨-૦ |
| અનંગ પદ્મા ... ... ... | ૦-૨-૦ |
| મુદ્રા પ્રતાપ ... ... ... | ૦-૨-૦ |
| રાજ્ય ભક્તિ ... ... ... | ૦-૨-૦ |
| સ્નેહ-સુધા ... ... ... | ૦-૨-૦ |
| અમર કુમાર ... ... ... | ૦-૨-૦ |
| બુદ્ધિપ્રાબલ્ય ... ... ... | ૦-૨-૦ |
| શુકદેવજી ... ... ... | ૦-૨-૦ |